# રનું દાસ્તાન”

યાને

## દાર અહુરમજદના ૧૦૧ નામોની તપસીલ.



આવૃત્તિ ૨ જી—૧૦૦૦.

કર્તા– “હરમીસ.”

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ
કૅપટન પ્રિંટીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ,
મુંબઈમાં મેહરજી બેહરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને
મી૦ હોરમસજી શોરાબજી મીસ્ત્રીએ દીસોઝા બીલ્ડીંગ,
ગોવાલ્યા તલાવ, મુંબઈ મધે પોતાને માટે પ્રગટ કીધું.

# દીબાચો.

જરથોસ્તી નીતીના ખ્યાલોનું પુસ્તક જેનું નામ "દાદારનું દાસ્તાન" આપવામાં આવ્યું છે તે તેના કર્તા મી. "હરમીસે" હમદીન સંગીતના શોખીનો માટે રચ્યું છે. ગેબી કાર્યસાધક અસર ધરાવનાર ૧૦૦૧ "સ્તોત" અને "અહુનવર"ના નાદની ગતીથી ઉત્પન થતા, અસલ કુદરતના રંગોના પ્રવાહોના નામોમાંના, ફક્ત "૧૦૧" આપણી પાસે બચી રહેલાં છે, તેનો શબ્દાર્થ લઈને મી. હરમીસે ગાયન આકારમાં રજુ કરયા છે. અલબતાં "સ્તોત યસ્ન" ને કાયદે આ "૧૦૧ ઇસ્મ" ના બાતેન અર્થો, ઘણાજ ઉંડા, ગુહ્ય. તથા દીલ-પજીર છે, અને એક એક ઇસ્મ ઉપર એક એક મોટું પુસ્તક લખાય એવી "તાવીલ" તેમાં સમાયલી છે, અને આ "૧૦૧" ઇસ્મ, ચોકસ કારણોસર, ચોકસ સંજોગોમાં એક "તસ્બીહ" યા એકથી વધુ "તસ્બીહ" એમ ચાલુ ભણવામાં આવે છે અને પોતીકી "સ્તોત" ને કાયદે ખાસ અસર ધરાવે છે. મી. હરમીસે મ્હારી "આફરીન બા માએની" નામની ચોપડીમાં જે શબ્દાર્થ ફક્ત મેં આ ૧૦૧ ઇસ્મના આપવાની કોશેશ કરી છે, તે શબ્દાર્થ ઉપરથી આ નામોનો અર્થ લઇને, ઘણોજ સરળ ભાષામાં ત્રણ જાતના રાગમાં ગાઇ શકાય તેમ આ ૧૦૧ નામો ગાયન રૂપે વણી લીધાં છે. ગાતી વખતે ફક્ત તેનીજ ઉપર ગાનારના વિચારો દોડે છે, અને સાધારણ પ્રકૃતિના મગજવાળાં છોકરાંઓ તેમજ બાનુઓ અને ગ્રહસ્થો માટે આવા ઉંચ મીનોઇ "માથ્ર" યાને વિચાર ચાલુ રાખનારા ગાયનો. ખરેખર આવકારદાયક લેખાવાં જોઇએ. જોકે જરથોસ્તી દીનનાં ગુહ્ય બાબ-દોને લગતાં ગાયનો રચવાની કોશેશો, અવારનવાર મી. હરમીસ કરતા રહે છે, છતાં તે બાબદોને એવી તો સહેલી ઇબારતોમાં મુકે છે કે, ગાનાર ઘણાં સેહેજ વખતમાં તેની અંદર સમાયલા "મીથ્ર" માં લીન થઇ શકે છે. મી. હરમીસની આ કોશેશો જરથોસ્તી ગાયનકળામાં પહેલ વહેલીજ છે. કેમજે અત્યાર આગમજ, જર-થોસ્તી ધર્મની બાબદોને આધારે બીજાઓ તરફથી ગાયનો રચવામાં આવેલાં છે તે ગાયનોમાં, અને મી. હરમીસના ગાયનોની વધુ ઉંડી બાબદોમાં ખાસ ફરક રહેલો છે. આ સ્થુળ ખેંચાણોના જમાનામાં જરથોસ્તી ધર્મની અસલ બાબદો અને ઉંડાણ રહસ્ય, ગાયન રૂપે મી૦ હરમીસ બહાર પાડી "મીથ્ર" યાને વિચારોને કાયદે, હમદી-નોમાં નીતીવચન, અને શ્રેષ્ઠ **જરથોસ્તી** નીતીવચન તથા અશોઇને લગતાં સીધ્ધાંતોનું શિક્ષણ આપતા રહે છે, એ ખરેખર ખુશી થવા જોગ છે. અને મી૦ હરમીસ પોતાની એવી કોશેશો ચાલુ રાખતા રહે અને, ખુદા એ કામમાં તેવણને મદદ કરે એવી દુવા સાથે આ ચોપડીને, હમદીનો તેની અંદરના અસલ જરથોસ્તી વાચારોને ખાતર વાજબી ઉતેજન આપશે એવી આશા રાખવામાં આવે છે.

૧૦૮, ચંદનવાડી, મુંબઈ. **ફીરોજ શાપુરજી મસાની**

# બે બોલ

પ્રિય વાંચનાર! અહુરાના, યાને ખુદાના "ભાન" સાથ "એકતાન" થવા માટે અનેક માર્ગો જાણીતા છે, જેમાં હઠ માર્ગ–(યાને બદનને કષ્ટ દેવાનો), ભકિત માર્ગ (યાને બંદગી કરવાનો), અને સત માર્ગ (યાને સાચુંજ બોલી વર્તવાનો) એવા ઈત્યાદિ માર્ગો છે. પણ તે ઉપરાંત બીજો માર્ગ, તે "જ્ઞાનમાર્ગ" છે, યાને જ્ઞાન મેલવી આત્માને રોશન કરવા, "જ્ઞાન માર્ગ," મનને જેવી મોજ આપે છે, તેવી કદી બીજાથી મલતી નથી. સારૂં વાચન, વિવેક વાણીથી ભરપુર વાંચન, નિતીની રીત શિખાડતું વાચન આખેર તક જળવાશે, જેમાં મનને મઘન કરી રાખવાથી, ખાસ હોશં પર કઠણ થઇ ગએલું હૈડું, ધીમે ધીમે નરમ પડશે. "મન" જ્યારે બધી મોજથી થાકશે, ત્યારેજ તે "જ્ઞાન માર્ગ"માં સુખ જોશે. જે માર્ગ ઉપરનું વાચન વાચતાં, સઘળા મહાન નરનારીઓ, જાણે ત્હારી ખીદમતમા હાજર રહેવા હોશ આપતાં હોય તેમ દેખાશે. તેઓ ત્હારા હંમેશના સાથીઓ હતાં, તે પ્રિય વાંચનાર, તું ત્યારેજ જાણશે, કે જ્યારે ત્હારૂં મન સુધ્ધ ભાવથી ભરપુર ભરેલા ભાવનું વાંચન વાંચવા કોશેશ કરશે. જેઓએ વાચનમાં સુખ મેલવ્યું, તેઓએ જાણે અહુરાની, યાને ઈશ્વરનીજ પ્રતિમાં જોઇ. પણ તે વાચન, ઉચ જાતનું, ઉચ હુનર કળાનું, ઉંચ કવેતનું, ઉંચ ખયાલ આપતાં ભકિતભાવના ભેદનુંજ હોવું જોઇએ. જેમાં "ધર્મ રસ," કુદરતનો કસ, ઉંચ કાર્ય માટેના જેહમતના જશનો, યશ દેતો ખ્યાલ મલતો હોય. એવી ઉમેદ સાથે મ્હારૂં આ છઠ્ઠું પુસ્તક "દાદારનું દાસ્તાન" યાને અહુરમઝદના એકસો એક નામની તફસીલ, પ્રિય ભાઇ બેહનો, તમો સમક્ષ રજુ કરૂં છું. (જેના અર્થો શોધી આપનાર મ્હારા પ્રિય મિત્ર ફીરોજશા મસાનીનો ઉપકાર માનું છું), જે સહવારની ફુરસદે મુનાજાત, યા માલકોશ, મા બપોરના ફુરસદ સમયે "પીલુ" મા–યા રાત્રીના સમયમાં કાહાન્ડામાં ગાઇ શકાએ એમ છે. તે વાંચી આનંદ થાયે, તો તે આનંદ ત્હારોજ છે, કારણ કે અહુરાનાજ ભાન તરફ ત્હારૂ મન અને બદન, તેના સર્વે મનુઓ સાથ, તે માહા પિતાને યાદ કરતા હોવા જોઇએ ત્યારેજ તુંને સુખ થાયે છે—સદા ગાતા રહો! તે દાદારના દાસ્તાનની યાદ–તો જાણજો કે તેનો આખેર અંજામ જે જોશો તે જીંદગીની શાદમાની, આબાદ છે—

જ્ઞાનમાર્ગજ," ધર્મ ઉપર ધ્યાન, મનુષ્ય પર માયા, ન્યાય પર નિયમ, દુશમન પર રહેમ, સંસાર પર શાન્તિ, રંકપર રહેમદીલી ધરાવતાં શિખવેછે.

(સેવટે નોટેશન આપ્યું છે—તે ઉપર ધ્યાંન ખેંચું છું.)

# "પાક અહુરમઝદ" તુંને મ્હારૂં નમન !

## દાદારનું દાસ્તાન.

ઓ મહાબાપ ! ઓ પ્યારા પિતા ! ઓ તાજના તાજ ! ઓ આલામાં આલા ! ઓ જ્ઞાની, મહાજ્ઞાની ! ત્હારી સ્થાનીની હું કેવી રીતે તારીફ કરી શકીશ ? ત્હારી અનહદ બક્ષેસની હું કેવી રીતે ગીણતી ગણી શકીશ ? ઓ રહેમીલા રહેમાન, ત્હારા અગણિત કાર્યોનો ખ્યાલ, હું કેમ કરી આપીશ ? જીવનથી મરણ તકના રક્ષણહાર, પાળણહાર માહા બાપ, ત્હારા ગુણ ગાવા મ્હારી શક્તિજ કયાં છે ! ઓ દયાળુ દાદાર, ઓ ખીલેલા ખાવર, તુંયા કોઇનેબી હું બળવાન નાહ જાણું, નહિજ માનું. તું અવ્વલથી આખેર સુધીનો જીવાડનાર, મારનાર, તારનાર, છે અને રહેશે. માફ કર ઓ રહેમીલા રહેમના કરનાર કીરતાર, મ્હારી ભુલોને ! માફ કર, ઓ જોરેમંદ નુરેમંદ, મ્હારી અજ્ઞાનતાને ! અને સદાની શાન્તિ માટે, તું હરહાલ મદદ આપ ! એજ આમીન !

"અહુરમાં અમારી આસા."

સદા તુંજ સહાય—સદા તુંજ સાથ, વહે સર્વસ્થાને—સબળ તુંજ હાથ !
રહી એજ આશા—રહી એ ઉમેદ, ખોલે તું મ્હારો—મનો રંગ ભેદ !
નમું ને નમું—રોજ દીન રાત, ટળી જાય જેથી—મુજ હોય ઘાત !
અવ્વલ ને આખેર—તુંજ અને તુંજ, આપ શક્તિ "અહુરા"—સુફ રહે મુજ !

## પાક અહુરા મઝદાના ૧૦૧ પાક પવિત્ર નામોને હું આરાધું છું.

### મોનાજાત—યા—માલકેશ ત્રીતાલ.

"યજદ" નામ ત્હારૂં, આરાધું હું,
આરાધીને ખુશ હું બહુ રહું.

વળી નામ બીજું જે "હરવેસ્પ તવાન"
મુખપર લેતાંજ, ખુશ રહે છે જાન.
આપે તે યાદી, કે "તે શક્તિમાન,
જગની પેદાયશનો તે જીવજાન"

"હવરેસ્પ-આગાહ," જે ત્રીજું ખરૂં
તેમાં, ને તેમાંજ, મનરે ભરૂં.

ભર્યા છે તેમાંજ "જ્ઞાની ભરમ"
બોલે છે, તે મ્હારા મનનું કરમ."
ચોહું જે જાણું, તે "**હુરવેસ્પ-ખુદ્દા**"
સમજણ દીધી કે "ના કોઇ જુદા"
સર્વેનો તે અને તેજ એક બાપ
કોઇ અરે નહિ ખાશો રે થાપ!
"**અજ્દહુ**", તો આપે છે એવો હીસાબ
કશી શરૂઆત વિનાનો તે "બાપ."
છઠું જે જાણું તે "**અર્બી-અંજામ**"
ન તેનો છેડો ન આખેર અંજામ.
"**બુને-સ્તીહુ**" તે જાણી લેવોરે યાર
ગેતીનો મૂળ છે, તે પરવરદીગાર.
"**ફ્રાશ્તન-તેહુ**" માં છે એવી તો આશ
સર્વેનો છેડો છે તનીજ પાસ.
"**જમગ**" માં ભરેલો દરજ્જો ભલો
જાણીજ લેવો, એ સર્વે મળો!
"**પરજતરહુ**" છે યારો, સૌથી સરસ
ન તેની આગળ, સરસ કોઇ રસ.
ખરે "**તુમ-અફીક**" તો ખાલેસ છે
એથી બીજો કોણ સાલેસ છે?
કદી કોણ પોંહચે "**અબરવંદ**" પાસ
અલગ તે બધાથી રહ્યો છંજ ખાસ.
"**પરવંદા**" એ ફેલાવ્યો જગપર હાથ
સંબંધ રાખીને દીધો છે સાથ.
"**અન-અઇયાફહુ**" છે, તેનું રે નામ
ભર્યા છે જેમાંરે બેહદ દમામ.
ખુબી ન જાણેરે ફીલસુફ તમામ
એવો ખરો તે ખરો નેકનામ.

"**હુમ અદયાફ્હ**" માં જે ખુબી ભરી
બધાની, જે વાતો, તે જાણે ખરી.
"**આદ્દરો**" નેક અને રાસ્ત દોસ્ત છે
ભરપુર તેમાં રે નેક હોંશ છે.
"**ગીરા**" તો ખલકતે, રાખે નિગાહ
ચક્ષુ હઝારો, ફરે જાબજા.
"**અ—ચેમ**" નો રે ભેદ કોઇ જાણે નહિ
સબબ સાથ કારણ, ખ્યાલે નહિ.
"**ચમના**" તો છે એક મોટોજ "રમ"
સબબોનો આપે છે, તે તો સબબ.
"**સફના**" તો વૃદ્ધિનો કરનાર છે
નેકી ને ખુશીનો ભરનાર છે.
"**અફ્જા**" તમોને તો વૃદ્ધિ દીયે
તેને જે ચાહે તે અમૃત પીયે.
"**નાશા**" તો કરતો છે રાસ્તી અમલ
સ્વચ્છ, ન્યાય દેતો છે તે પળપળ.
"**પરવરા**" પાળે છે જીવજંતને,
અમલે ધરો તમ બહુજ ખંતને!
"**ઈયાનહ**" મનુષ, જંતને જોનાર છે
તેજ કુલ પાપોને ધોનાર છે.

હમેશા કરો તેની તમ આજીજી!
પામો તમો તેથી નેક બોખ્તગી.

તરેહદાર કાંઇ "**આઇન આએનેહ**" ન જાણ
હમેશ જીવણ તેમાંજ માન!
"**અન—અઇનહ**" પોતે કરે છે રે કામ
આકારનું ત્યાં નથી કાંઇ નામ.
"**ખોશીદ—તૂમ**" તો સદા છે અચલ
દ્રઢતાઇમાં પુર તેની છે કળ.

"મિનો તૂમ" તો સૌથી અણુદીથ છે
સર્વમાં ભમતું રે તે ચિત્ત છે.

"વાસ્ના" છે બન્ને જહાન સરફરાજ
રજ રજમાં તેનું છે તાજ રાજ.

હસ્તીનો રાખનારો "હરવસ્તૂમ"
બન્ને આ જહાંનો છે, તે વિન સુમ

"હુ—સેપાસ" ની જે સ્તુતિ કરે
ચરણો સઉ કોઇ તેના ધરે.

"હર અમીદ" કરશે ઉમેદોને પુર
ભલો તે ખ્વાસ સૌને આપે છે નૂર.

"હર-નેક-ફરેહ" છે તો ઝલકતો પુરો
તમામ કુલ આલમનો, છે તે નુરો.

"એશ-તરના" ટાલે બધા દુખ દરદ
મદદ તેની ન હોય સઘળું છે રદ.

"તરોનીશ" ની ખુબી ઔર કાંઇ છે
આફતો ને તે તો ટાળીબી દે.

"અન-અએોશક" ફરોહરને બેમર્ગ કરેછ
અનંતકાળ ટક, તે તો જીવતું ફરેછ.

"ફરશક", હરેક વાતોમાં યશ ધરે
યશ સાથ હર કામે જશબી ભરે.

ખુબીથી "પજો હુદ હુદ" જાહેર થયો
નેકીની ખસલતે હાઝેર રહયો.

"ખ્વાફર" હમેશાજ મહેરબાન છે
ઇનસાફપર ધ્યાન એક શાન છે.

"અફખશીઆએઆ" ની બક્ષેશ બહુ
"બક્ષેશવાળી કહે છે" એમ હું કહુ.

"અવરજા" કરે છે સખાવત ઘણી
રંક યા તો ઝરદાર, હો, જો, ઘણી.

"**અ-સતોહુ**" ની સ્તુતિનો કઇ પાર છે
આજેજ વિના તે બેપાર છે.
"**રબોહુ**" હમેશાં બેપરવાહ ફરે
ખુશી, હમેશાં તમોને ધરે.
"**વરૂન**" ટાલી દેશે રે ભયભીત સમો
તેના પરિતાપે તમરે જમો.
"**અ-ફરેફ્રુ**" માં જોશો કદી ન ફરેબ
હરદમ હ્રદયમા તે આપે છે જેબ.
"**બે-ફ્રરેફ્રુ**" ને કોઇ ઠગશે જરૂર
તેનું તરતમાંજ ભાંગે ગરૂર.
"**અ-હુઇ**" ફરીયાદ સમજે ખરો
દેવાને ઉભો છે, ન્યાયજ, ખડો.
"**કાંમ-રદ**" મુરાદો તો રાખે ભલી
ફળશે રે ગેતીએ સુંદર કળી.
કરે છે "**ફરમાન કામ,**" કામ મરજીનું
ટાળે છે સંકટ હોય ગરજીનું.
"**આએખ-તન,**" તનહાને પાર પાર છે
જગે જે મળ્યો, તે આ સાર છે.
કદી "**અ-ફ્રરેમોશ**" ભુલતો નથી
યાદીએ હરદમ છે ફરતી ગતી.
"**હુમારના**" કરે છે સઘલાનો તોલ
જેવું જે ચાહે છે આપે તે મોલ.
"**સનાએઆ**" પિછાણે છે ખુબી ખરી
લાયાકત, તે જુવે જ્યાં હોય ભરી.
"**અ-તર્શ**" તો કદી કોથી બીહતો નથી
દહેશત વિનાની તે રાખે ગતી.
"**અ-બીશ**" ને નથી કાંઇ આજાર દુખ
તરસ તેની છે ના—નથી તેને ભુખ.

બુલંદ નેમ રાખે છે "અફ્રાજદુમ"
બુલંદીની આગળ, અક્કલ છે ગુમ.
"હુમ ચૂન" હમેશ એક શાન છે
બુલંદ તેની રાહો ને નિશાન છે.
"મીનો-સ્તીહ-ગર" છે અણદીઠ બાપ
માંગો સદા, "ઓ બાપ! દાદ આપ!"
મિનોઇનોજ દેનારો "અ-મીનો-ગર"
ઝુંકાવો! ઝુંકાવો! રે તે પાસ સર!
મિનોઇમાંજ રહેલો છે "મીનો નહુબ"
જગમાં ભરેલાં છે કામો અજબ!
"આદર-બાદ-ગર" એક પળમાં ખરે
આતશને બદલી હવા કરે.
"આદર-નમ-ગર" માં છે એવી સુરત
કે આતશની પાણીમાં બદલે મુરત
હવાને તે બદલીને આતશ કરે
ચમતકાર, વાહ! "બાદ-આદર-ગર" ધરે.
હવાને ફેરાવે તે પાણીમાં ઝટ
"બાદ-નમ-ગર" માં છે એવું રે સત.
વળી "બાદ-ગેલ-ગર" હજી શું કરે?
હવાને તે મીટ્ટીમાં ફેરવે ખરે.
વળી તે હવાની ગીરદ બી કરે
"બાદ-ગેરદ-તૂમ" માં એ યુકિત ખરે.
"આદર-કીબરીત-તૂમ" અજબ એક છે
કે આતશને ફેરવી ઝવાહીર કરે.
"બાદ-ગર-જાએ" એ હર હર તરાહ
ફરતી ધરી છે રે આબો હવા.
વિશાળ જગમાં જોશો પાણીનો પુર
"આબ-તુમ" એ કર્યો અતિ ભરપૂર.
ખાકને પળકમાં તે અગ્નિ કરે
"ગેલ-આદર-ગર" એ બાજી ધરે.

"**ગેલ-વાદ ગર**" માંગી એવી ખુબી
ખાકને બનાવે પવન-તાજુબી!
ખાક માંહેથી પાણી કાઢે બી તે
"**ગેલ-નમ-ગર**" નામ કહેવા તું દે!

કવિનો કવિ, ને કારીગર બી તે
"**ગર-ગર**" નું નામ ગાવા રે દે!

"**ગર-ઓ-ગર**"-"**ગર-આ-ગર,**" એ પાર છે
ચાલાક, દાનાવ, હુશીયાર છે.

વળી માહા ચાલાક, "**ગર-આ-ગર-ગર**"
નમાવો બદન ને નમાવો રે સર.
ચિતારો, બી તે, ને હુનરમંદ તેજ
"**અગર-આ-ગર**" નું ચલકે છે "**તેજ**"
જ્ઞાની ને શાની બી તેમાં ભરી
"**અ ગર-આ-ગર-ગર**" માં પુર નુર ભરી.

ખરો છે-"**અ-ગુમાંન**" એશક્ક ખુદા
હઝારો તે નામો હઝારો જુદા.
નથી "**અ-જમાન**" નો જમાનો અરે
આખેર ને અવ્વલ તે છે ખરે!

સદા ઉંધ વગરનો "**અ-ખુઆન**" છે
રાત સાથ દીન તેને યકશાન છે.
સદા રહે છે "**આમરત**" સદા હુશીયાર
સદા દાદ માટે. સદાનો તે યાર.
"**ફ્રશુતના,**" તમારો સદા પાસબાન
લેવો તેથી, વૃદ્ધિ, ઇજત સાથ માન.

વળી "**પદમાની**" તો રાખે મિજાન
તેની નજરમાં છે સરખા રે "**જાન.**"
"**ફીરોજગર**" ફતેહમંદીનો બક્ષનાર
પાળે છે, પાળીને તે રક્ષનાર!
"**ખુદાવંદ**" ખલકતનો પરવરદેગાર
સદા તે ખુબીનો **ભરેલોજ** યાર.

"**અહુર-મજદ**" તો માહાજ્ઞાનીજ છે
દાની ને શાની ને જ્ઞાનીજ છે.
"**અઅરીન-કોહુન-તમામ**" તો સૌથી સરસ
જાળવે અસલ્યાત સાથે તે રસ.
નવીન જે પેદાયશ બનાવે તમામ
કામેલ તેમાં "**અઅરીન-નો-તાાન.**"

"**વરપાન**" ચિજોને પોહાંચી વળે
હમેશાં બનાવે, તે ન્યારી કળે.
"**વરપાર**"—એપાર પોહોંચીજ જાય
આપીને સૌને તે રાજીજ થાય.

ખુદાવંદ-"**ખાવર**" સદા મહેરબાન
તેનાથી ભરશો તમારો દમામ
"**અહુ**" માંજ હસ્તીને માનો તમે!
સદા તેથી સુખી ને ખુશી તમે.
માફી તો દે છે તુરત "**અવખ્શીદાર**"
તેથીજ પામો કરારો-કરાર!

"**દાદાર**"—ઇન્સાફ થી સૌ જુવે
ન્યાય તે દે, જેથી ન કો રૂવે.
"**રયોમંદ**" ઝલકનો ને પુર નુર છે
હઝારો નુર તેનું એક નુર છે.
"**ખોરેહોમંદ**" માં ભર્યું ભારી ખુરેહ
ઝલકતું સદા તે હઝારો નુરે.
"**દાવર**" તો રાસ્તીનો ચાહનાર છે
સદા સુખ તેથી તું પાહાનાર છે.
સવાઓનો સાહેબ છે "**કેરફેગર**"
તેની તરફ ત્હારૂં મુખ શીર ધર!

"**બોખ્તાર**" સદા દેશે છુટકારબી
દાદ તેથી ચાહશે જો રંક રાયબી.
"**ફ્રશ-ગર**" તો ઉરવાનને વૃદ્ધિ કરે
ખીલવીને **તેમાં બુદ્ધિ** ભરે.

... ... ... ...

અરે નર, નારીઓ નેક નામદાર !
તમારેજ "અહુરા" રહે બસ યાર !
નમાવીને સરને, અહુરને ભજો !
સદા તમના બારે, ખુશાલી થજો !
સદા સૌને બારે સદા રહે સુખ
"**અહુરાની દીન**" નું રહે હસ્તું મુખ !
સાચ્ચા, ને નેકીમાં નામવર થજો !
"હરમીસ" ચાહે કે અહુરને ભજો !"

દાદારની યાદી, તે નિતી નિશાણુ છે. દાદારને નમન, તે ધર્મપર ધ્યાન છે. દાદારની બીક, તે સચ્ચાઇ યકીન છે. દાદારની દાદ, તે સર્વપર મયા છે. દાદારનું બાન, તે પ્રીતનું પ્રમાણ છે. દાદારની ખુશી, તે બીજાનું ભલું છે—સદા તેને યાદ કરો, પિતા, માતા, ભાઇ બહેન, સગા સ્નેહી અને સઘળા, તેથી આબાદ થશે ! મુનાજાત વજાડવાની ચાવી. પદ ત્રીતાલ.

| | ૦ | ૧ | ૨ | ૩ ચ<br>સા |
|---|---|---|---|---|
| (ચ) | જદનામ | તહાxxર | આxરાધુ | હુxxx |
| | સાસાગમ° | પxગમ° | પxની°ધ | પxxx |
| | આxરાધી | નેxખુશ | હુબહુર | હુxxx |
| | મ°xધધ | ની°xધપ | ધમ°xગ | મxxx } વ |
| (વ) | બીxનામ | બીxજુને | હરવેરપત | વાxxન |
| | સાxસાસા | સાxસાસા | ધસાxની° | ધxxx |
| | મુખ પર | લેxતાંજ | ખુશ રહે | છે જાનx |
| | મ°મ°ધધ | ની°xધપ | ધધમ°x | ગમ°xx |

માલકોશ ત્રીતાલ.

| | | | | |
|---|---|---|---|---|
| | (ચ) | | | ચ. |
| | (ગ) | | | ગ. |
| | જદનામ | તહાxxર | આxરાધુ | હુxxx |
| | મ°xસાસા | ની°સાધ°ની° | સાxમ°મ° | મ°xxx |
| | આxરાધી | નેxખુશ | હુબહુર | હુxxચ=જદ |
| | ગ°મ°ધ°ની° | સાxસાસા | સાસાxસા | મxxમ°=મ°x |
| (વ) | બીxનામ | બીxજુને | હરવેરપત | વાxxન |
| | ગ°મ°ધ°ની° | સાxધ°ની° | સાસાxસા | સાxxx |
| | મુખપર | લેxતાંજ | ખુશ રહે | છે જાનચ=જદ |
| | સાસાસાની° | ની°xધ°મ° | ધની°સાx | ની°ની°xગ°=મ° |

# કર્તાના બીજા પૂસ્તકો.

**"મિનોઇ મજાદ"**—(પાક અષો જરથુસ્ત્ર તથા અહુરા-
મજદાની ભક્તિભાવના ગાયનો
નોટેશન સાથે) કીમત આના ૪

**"મધુરિકા"**-(યાને સુબોધ સંગિતની રંગીત રચના
તરજુમા સાથે) કીમત આના **૧૨**

**"કયાની કિર્તન"**-(યાને ગયોમર્દથી, શાહ જમશેદ
અને ઝોહાકનું દાસતાન—સંગિત)
કીમત આના ૪

**"સગન સંગિત"**-(નવજોત, લગનના સર્વે સગનં, વરસ
ગાંઠ, તથા સુભ પ્રસંગના ગાયનો)
નોટેશન સાથે કીમત આના ૬

**"રેહબરે રોશની"**-(અષો જરથુસ્ત્રનુ જન્મ વૃત્તાંત,
બેત તથા સંગિત—નોટેશન સાથે)

**"દાદારનૂ દાસ્તાન"**-(યાને દાદાર અહુરમજદના ૧૦૧
નામો તફસીલ) કીંમત આના **૨**

"**મધુરીકા**" ના ગાયનોની બની શકે તેટલી નોટેશનનો હવાલો "**સગન સંગિત**" તથા "**રેહબરે રોશની**" માંથી મલશે.

જે નોટેશન પર કસીબી, ઉપર યા નિચે આડી નિશાણી નથી, તે સુર, "મધ્ય" સપતકના સમજવા. જે નોટેશનની નિચે આડી લીટી હોય, તે "મંદ" સપતક યાને પહેલા સપતકના, તેમજ ઉપર લીટી હોય, તે "તાર" સપતક યાને છેલ્લા સપતકના સમજવા.

ટુંક વખતમાં છપાઇ બહાર પડશે "**નસીબનો નાંઝ**"—એક મોટી વાર્તા.

## એશીયા ખંડનું આગેવાન બાદશાહી થીએટર.



આર્ટ, સાયન્સ, સાહીત્ય, નાટક, મ્યુઝીક
ને અર્પણ થયલું મોતેબર મંદીર.



સ્વચ્છ, નીતીમાન, ઉંચ
પ્રકારની મોજ મજાહ
નું મોબાહાર
મડક-



# રોયલ ઓપેરા હાઉસ.

ચોપાટી
-ગીરગામ ટ્રામ
ટરમીનસથી ફક્ત
બે મીનીટને છેટે.

વીલાયત
ના કાબેલ અને
કીર્તીવંત આર્ટીસ્ટોની
હુનરમંદ કળાઓ સહીત
ખેંચાણકારક પણ ખાલેસ

**સીનેમા પ્રોગ્રામો.**

**રોજના બે ખેલો:**

**સાંઝે:**—૬-૪૫ થી ૮-૧૫.
અને
**રાતે:**—૧૦ થી ૧૧-૩૦
(સ્ટાંડર્ડ ટાઇમ).

તમાશગીર પ્રજાની
નીતી રીતીની ખીલ-
વણી થઇ શકે-ગમત
અને મોજ સાથ નસી
હત અને ચાનક મળે-
એવાંજ પ્રોગ્રામો રજુ
કરવાનો આ રોયલ
ઓપેરા હાઉસના
મેનેજમેન્ટનો નીયમ
રાખવામાં આવ્યો છે.

**બોક્ષ સીટના રૂ. ૨) ત્યાર પછીના ભાવો:**
**રૂ. ૧॥, ૧, ॥, ।.**